રહ્યા થકાં સર્વ વસ્તુની ક્રિયા લાગે તે ॥ ૯ ॥ મિચ્છાદંસણવત્તિયા–જીનવચન અણસદ્દહતો વિપરિત પરૂપણા કરતા લાગે તે ॥ ૧૦ ॥ દિઠ્ઠિયા–કૌતુક વસે હર કોઈ જોણું જોતાં લાગે તે દૃષ્ટિની ક્રિયા ॥ ૧૧ ॥ પુઠિયા–પુરૂષ, સ્ત્રી, ગાય, બળદ, વસ્ત્ર પ્રમુખ સુકુમાળ વસ્તુનો સ્પર્શ કરતાં લાગે તે ॥ ૧૨ ॥ પાડુચ્ચિયા–બીજાને ઘેર હાથી ઘોડા આભરણ વસ્ત્ર પ્રમુખ દેખી દ્વેષ ધરે જે એ વસ્તુ એની પાસે કેમ એમ ચિંતવતા લાગે તે ॥ ૧૩ ॥ સામંતોવણીયા–પોતાને ઘેર ઘોડા પ્રમુખ જોવા લોક આવે તે વખાણે ત્યારે ખુશી થાય અથવા દહીં, દુધ, ઘી, તેલ પ્રમુખના ઠામ ઉઘાડા રાખે તેમાં જીવ મરતાં લાગે તે ॥ ૧૪ ॥ નેસત્થિયા–રાજાનો અધિકારી થકો વાવ, કુવા ખોદાવતાં ને હથીયાર ઘડાવતાં લાગે તે ॥ ૧૫ ॥ સાહથિયા–પોતાને હાથે જીવ વિણાસે તથા ચિત્રા કુતરા પાસે જીવ હણાવતાં લાગે તે ॥ ૧૬ ॥ આણવણિયા–આજ્ઞા દીધે ક્રિયા બેસે તે ॥ ૧૭ ॥ વિદારણિયા–જીવ અજીવ વિદારણ કરતાં લાગે તે ॥ ૧૮ ॥ અણાભોગી–કામ વગર વસ્તુને લેવો તથા મુકવો તથા હિંડતાં, બેસતાં લાગે તે ॥ ૧૯ ॥ અણવકંખવતિયા–આ લોક તથા પરલોક વિરૂદ્ધ કામ આચરતાં લાગે તે ॥ ૨૦ ॥ અનાપઉગી–આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન ચિંતવે કર્મ બાંધે તે ॥ ૨૧ ॥ સામુદાણી–ઘણાં મળી એવું મોટું પાપ કરે કે જેથી આઠ કર્મનો બંધ એકઠો બાંધે

તે ॥ ૨૧ ॥ પેજવંતિયા-પ્રેમના વચન એવાં બોલે કે જેથી અધિકો રાગ વધે તે ॥ ૨૩ ॥ દોસવતિયા-અહંકારી થઈ ગર્વના વચન બોલે જેથી આગલાને દ્વેષ ઉપજે તે ॥ ૨૪ ॥ ઇરિયાવહિયાક્રિયા-કષાય રહિત કેવળ કાયજોગ પ્રવર્તાવતે લાગે તે ઇરિયાવહિયા કહેતાં પંથનીક્રિયા તે અપ્રમત સાધુને તથા કેવળીને પણ હોય ॥ ૨૫ ॥ એવં પચીસ ને સત્તર પૂર્વે કહ્યા તે કુલ બેંતાલીસ ભેદ જાણવા ॥ આશ્રવ તે જીવને કર્મ ચાલ્યા આવે તે ॥ કેવી રીતે ? જેમ કુટેલ નાવામાં પાણી આવે ને પાણીરૂપ પ્રવાહથી વહાણ ભરાઈને ભારે થાય તેમ કર્મરૂપ પ્રવાહથી જીવ ભારેકર્મી થઈ ચાર ગતિમાં રખડે ॥ ઇતિ આશ્રવ તત્ત્વ સમાપ્ત ॥૫॥

હવે છઠો **સંવર તત્ત્વ**ના સામાન્ય પ્રકારે વીશ ભેદ કહે છે ॥ સમકિત તે સંવર ॥ ૧ ॥ વ્રત પચ્ચખાણ-તે સંવર ॥ ૨ ॥ અપ્રમાદ તે સંવર ॥ ૩ ॥ અકષાય તે સંવર ॥ ૪ ॥ શુભજોગ તે સંવર ॥ ૫ ॥ જીવ દયા પાળવી તે સંવર ॥ ૬ ॥ સત્યવચન બોલવું તે સંવર ॥ ૭ ॥ દત્તવ્રત ગ્રહણ કરવું તે સંવર ॥ ૮ ॥ શીયળ પાળવું તે સંવર ॥ ૯ ॥ અપરિગ્રહ તે સંવર ॥ ૧૦ ॥ ઇંદ્રિય પાંચ ને જોગ ત્રણ એ આઠનું સંવરવું તે સંવર એવં અઢાર ॥ ભંડ ઉપગરણ જતનાએ લે મુકે તે સંવર ॥ ૧૯ ॥ શુચિકુસગ્ગ ન કરે તે સંવર ॥ ૨૦ ॥ એ વીશ ભેદ જાણવા ॥

હવે વિશેષે સત્તાવન ભેદે સંવર કહે છે ॥ ઇરિયા-

સમિતિ તે ઉપયોગ સહિત જતનાએ ચાલવું ॥ ૧ ॥ ભાષાસમિતિ–તે નિર્દોષ ભાષા બોલવી ॥ ૨ ॥ એસણા સમિતિ નિર્દોષ આહાર, પાણી, વસ્ત્ર, પાત્રની ગવેષણા કરવી તે. ॥ ૩ ॥ આયાણભંડમત્ત નિખેવણા સમિતિ–જતનાએ પુંજી વસ્તુ લેવી મુકવી તે ॥ ૪ ॥ ઉચ્ચારપાસવણખેલજલ સંઘાણ પારિઠાવણીયા સમિતિ–વડિનીત, લઘુનીત, બળખો, મેલ પ્રમુખ જતનાએ પુંજીને પરઠવવા તે ॥ ૫ ॥ એ પાંચ સમિતિ માઠે ધ્યાને કરી ઉપજેલ કલ્પનાજાળને ટાળવી ॥ ધર્મધ્યાને કરી મધ્યસ્થ પરિણામ કરવો ॥ સર્વથા મનને રોકવો ॥ તેરમા ગુણઠાણાને અંતે લાવવો ॥ એ ત્રણ પ્રકારે મન ગોપવવું તે મનગુપ્તિ ॥ ૧ ॥ હાથ પ્રમુખની સંજ્ઞા ન કરે એવો મૌનપણો ॥ યાચના પ્રમુખકાર્યે પણ મુખે જતના રાખી બોલે તથા સર્વથા વચનરોધ જતનાએ બોલવું તે વચનગુપ્તિ ॥ ૨ ॥ પરિસ્સહ ઉપજે તોપણ કાયા સ્થિર રાખવી અથવા યોગ નિરૂદ્ધવસ્થાએ સર્વથા શરીર ચેષ્ઠા તજવી ॥ આસન શયન પ્રમુખને વિષે સૂત્રોક્ત વિધિએ ચેષ્ટાનો નિયમ તે કાયગુપ્તિ. એ ત્રણ ગુપ્તિ ને પાંચ સમિતિ એ આઠ પ્રવચન આદરવાજોગ છે.

હવે બાવીસ પરીસ્સહ કહે છે ॥ ભુખ લાગે તે ખમે ને આહારની ઇચ્છા ન કરે તે ક્ષુધા પરિસ્સહ ॥ ૧ ॥ તરશ ખમે તે તૃષાનો પરિસ્સહ ॥ ૨ ॥ ટાઢ સહન કરે તે ટાઢનો પરિસ્સહ ॥ ૩ ॥ તાપ ખમે તે તાપનો પરિસ્સહ

॥૪॥ ડાંસ મચ્છર જું પ્રમુખ ચટકા ભરે ને ખમે તે ડંસ પરિસ્સહ ॥ ૪ ॥ વસ્ત્રને અભાવે મેલાં ફાટયાં વસ્ત્ર ધરતે છતે દીનપણું ન કરે અથવા વસ્ત્રનું પ્રમાણ તે અચેલનો પરિસ્સહ ॥ ૬ ॥ સંજમને વિષે ખેદ તે અરતિનો પરિસ્સહ ॥ ૭ ॥ રૂપવંત સ્ત્રી દેખીને ક્ષોભ પામે નહિ તે સ્ત્રીનો પરિસ્સહ ॥ ૮॥ વિહાર કરતાં ખેદ પામે નહિ તે ચરિઆનો પરિસ્સહ ॥ ૯ ॥ શ્મશાનમાં તથા જૂના ઘરમાં રહેતાં ખેદ ન પામે તે બેસવાનો પરિસહ ॥ ૧૦ ॥ સુતાની જગ્યા ખરાબ હોય તો પણ ખેદ પામે નહિ તે સેજ્જા પરિસહ ॥ ૧૧ ॥ કોઈ તિરસ્કારના વચન કહે તો પણ રીસ ન કરે તે આક્રોશ વચનનો પરિસ્સહ ॥ ૧૨ ॥ કોઇ પ્રહાર કરે તેના ઉપર દ્વેષ ન કરે તે વધનો પરિસહ ॥ ૧૨ ॥ કોઈ ગૃહસ્થ પાસે યાચના કરતાં ન આપે અથવા આપતાં સંકોચ કરે તો પણ પોતે ગૃહસ્થપણું ન વાંચ્છે તે યાચનાનોઃ પરિસ્સહ ॥ ૧૪॥ ગોચરી ગયાથકા શુદ્ધ આહાર વસ્ત્રાદિક ન પામે તે અલાભનો પરિસ્સહ ॥ ૧૫ ॥ રોગાદિક વેદનાએ પીડાતા દીનપણું ન કરે ને ચિકિત્સા પણ ન કરે તે રોગનો પરિસ્સહ ॥ ૧૬ ॥ સંથારામાં ડાભ પ્રમુખના તરણા લાગતા અસમાધિ ન કરે તે તૃણ સ્પર્શનો પરિસ્સહ ॥૧૭॥ મેલ ઉપજે ને સ્નાનાદિક ન વ છે તે મેલનો પરિસ્સહ ॥ ૧૮ ॥ કોઇ વાંદે પૂજે તો અહંકાર ન આણે ને કોઇ ન વાંદે તો દીલગીર ન થાય તે સત્કાર પુરસ્કારનો પરિસહ

॥ ૧૯ ॥ ઘણી બુદ્ધિ છતાં ગર્વ ન કરે, વિનય ન ચૂકે તે પ્રજ્ઞાનો પરિસ્સહ ॥ ૨૦ ॥ ભણતર ન આવડે તોય ભણવું ન મૂકે ને ઘણું આવડે તો છળ છળિઓ ન થાય તે અજ્ઞાનનો પરિસ્સહ ॥ ૨૧ ॥ જીનમતના સૂક્ષ્મ વિચાર સાંભળી સંદેહ આણે અને પરદર્શનિની ઉન્નતિ તથા કષ્ટાદિક ક્રિયા દેખી મૂઢ દ્રષ્ટિ ન થાય તે દંશણનો પરિસ્સહ ॥ ૨૨ ॥ એ બાવીસ પરીસ્સહ ને પૂર્વે આઠ કહ્યા તે એવં ત્રીશ ॥ દસ પ્રકારે યતિ ધર્મ તે કહે છે ॥ **ખંતિ**-ક્ષમાધર્મ તે ક્રોધનો અભાવ ॥૧॥ **મુત્તિ**-મુકિતધર્મ તે નિર્લોભતા ॥ ૨ ॥ **અજ્જવે**-આર્યધર્મ તે માયાનો ત્યાગ ॥ ૩ ॥ **મદ્દવે**-માર્દવધર્મ તે માનનો ત્યાગ ॥ ૪ ॥ **લાઘવે**-હળવાપણું તે અલ્પ ઉપગરણ ॥ ૫ ॥ **સચ્ચે**-સત્યધર્મ તે સાચું બોલવું ॥ ૬ ॥ **સંજમે**-સંજમ ધર્મ તે સત્તરે ભેદે સંજમ પાળવો ॥ ૭ ॥ **તવે**-તપધર્મ તે ઈચ્છાનિરોધ ॥ ૮ ॥ **ચિયાએ**-ચોરીનો ત્યાગ કરવો તે ॥ ૯ ॥ **બંભચેરવાસે**-બ્રહ્મચર્ય ધર્મ તે મૈથુનનો ત્યાગ ॥ ૧૦ ॥ એ દસ પ્રકારે યતિધર્મ આરાધવો ॥ એ દસ ને આગળ ત્રીશ મળી કુલ ચાલીસ ભેદ થયા ॥ બાર ભાવના ભાવવી તે કહે છે ॥ લક્ષ્મી, કુટુંબ પરિવાર, યોવન, આઉખું એ અનિત્ય છે એમ ભાવવું તે **અનિત્ય ભાવના** ॥ ૧ ॥ ધન કુટુંબાદિક મરણ આવે કોઇને શરણ-ભુત નથી એમ ભાવવું તે **અશરણ ભાવના** ॥ ૨ ॥ સંસા-રના સર્વ ભાવ આ જીવે અનુભવ્યા એમ ભાવવું તે

**સંસાર ભાવના** ॥ ૩ ॥ જીવ એકલો આવ્યો, એકલો જાશે, સુખ દુઃખ એકલો ભોગવશે પણ કોઇ સખાઈ થશે નહિ એમ ભાવવું તે **એકત્વ ભાવના** ॥ ૪ ॥ આત્મા જ્ઞાન સ્વરૂપી અને શરીરાદિક જડરૂપ છે માટે આત્મા શરીરથી જુદો છે એમ ભાવવું તે **અન્યત્વ ભાવના** ॥ ૫ ॥ કાયા જે લોહી, રસ, માંસ પ્રમુખ અશુચિથી ભરેલી છે ને તેમાં નવ દ્વાર વહેતાં રહેલાં છે, તે કાયા કદી પણ પવિત્ર છે નહીં એમ ભાવવું તે **અશુચિ ભાવના** ॥ ૬ ॥ મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય એણે કરી અશુભ કર્મ બંધાય છે, એમ ભાવવું તે **આશ્રવ ભાવના** ॥ ૭ ॥ મિથ્યાત્વાદિક આશ્રવનું સંવરવું તે **સંવર ભાવના** ॥ ૮ ॥ બારે ભેદે તપશ્ચર્યાએ કરી કર્મનું ઝરવું તે **નિર્જરા ભાવના** ॥૯॥ લોકનું સ્વરૂપ ચિંતવવું તથા તેમાં આપણો જીવ સર્વ ઠેકાણે અનંતિવાર ઉપન્યો એમ ભાવવું તે **લોક ભાવના** ॥ ૧૦ ॥ સમકિત પામવું દુર્લભ છે એમ ભાવવું તે **બોધ ભાવના** ॥૧૧॥ ધર્મ પમાડનાર અને સંસારથી છોડાવનાર અરિહંત તથા સાધુ છે એમ ભાવવું તે **ધર્મ ભાવના** ॥ ૧૨ ॥ એવં બાર ને પૂર્વે ચાળીસ કહ્યા તે કુલ બાવન ભેદ થયા ॥ હવે **પાંચ ચારિત્ર** કહે છે ॥ આત્માને સમભાવે રાખવો જ્ઞાન, દર્શન, ચારિત્રનો લાભ તે **સામાયિક ચારિત્ર** ॥ ૧ ॥ ફરીને ઉપસ્થાન કરવું, ફરી બીજી દીક્ષા દેવી તે **છેદોપસ્થાપનિય ચારિત્ર** ॥ ૨ ॥ ગચ્છથી

અહાર નવ જણા નિકળીને તપ કરે તે પ રહારવિશુધ્ધ ચારિત્ર તેની વિધિ સૂત્રથી જાણવી ॥ ૩ ॥ થોડુંક કષાય રહેલ એવો ચારિત્ર તે **સૂક્ષ્મસંપરાય ચારિત્ર** ॥ ૪ ॥ જેવું સૂત્રમાં કહ્યું છે તેવું પાળવું તે **જથાખ્યાત** ચારિત્ર ॥ ૫ ॥ એ પાંચ ને પૂર્વે કહ્યા તે બાવન એમ કુલ સત્તાવન ભેદ સંવર તત્ત્વના જાણવા ॥ ૬ ॥

હવે સાતમો **નિર્જરા તત્ત્વ** કહે છે ॥ હવે નિર્જરા તત્ત્વના છ બાહ્ય ને છ અભ્યંતર એવા બાર ભેદ છે ॥ છ બાહ્ય કહે છે ॥ **અણુસણુ** તે આહારનો ત્યાગ તેના બે ભેદ છે. એક નોકારસીથી માંડી છમાસી તપ સુધી ને બીજો જાવજીવ લગણુ. તેના ઘણા પ્રકાર છે ॥ ॥ ૧ ॥ **ઉણોદરી** તપ તે ઉણું પેટ રાખવો તેના બે ભેદ છે. દ્રવ્ય ઉણોદરી તે પાણી તથા ઉપગરણ અલ્પ રાખવા ને બીજો ભાવ ઉણોદરી તે ક્રોધાદિક ઓછા કરવા ॥ ૨ ॥ **વૃત્તિસંક્ષેપ** તપ તે ચાર ભેદે. અભિગ્રહ ધારવા ॥ દ્રવ્યથી ॥ ૧ ॥ ક્ષેત્રથી ॥ ૨ ॥ કાળથી ॥ ૩ ॥ ભાવથી ॥ ૪ ॥૩॥ **રસ પરિત્યાગ** તે નીમી, આયંબીલ કરવો તથા છવીસ વિગયમાંથી હરકોઈ વિગયનો ત્યાગ કરવો તે ॥ ૪ ॥ **કાયક્લેશ** તપ તે લોચ કરાવતા આતાપના લેવી, કાઉસગ્ગ કરવો વિગેરે ॥૫॥ **પડિસંલિનતા તપ** તે ચારે ભેદે ઇંદ્રિય, કષાય, યોગ એ ત્રણનું રોધવું ને ચોથું એકાંત વસ્તિએ રહેવું તે ॥ ૬ ॥ હવે અભ્યંતર તપના છ ભેદ કહે છે ॥

પ્રાયશ્ચિત્ત ॥ ૧ ॥ વિનય ॥ ૨ ॥ વૈયાવચ્ચ ॥ ૩ ॥ સજ્ઝાય ॥ ૪ ॥ ધ્યાન ॥ ૫ ॥ કાયોત્સર્ગ તપ. તે એક ધ્યાને કાઉસગ્ગ કરવો ઇત્યાદિ ॥ ૬ ॥ એ ૭ ભેદ અભ્યંતરના. કુલ બાર ભેદ થયા. એ બાર ભેદે તપશ્ચર્યા કરતા નિર્જરા થાય ॥ ઇતિ નિર્જરા તત્ત્વ સમાપ્ત ॥૭॥

હવે આઠમો બંધતત્ત્વ કહે છે ॥ બંધતત્ત્વના ચાર ભેદ ॥ પ્રકૃતિબંધ ॥ ૧ ॥ સ્થિતીબંધ ॥ ૨ ॥ અનુભાગબંધ ॥ ૩ ॥ પ્રદેશબંધ ॥ ૪ ॥ પ્રકૃતિબંધ તે કર્મનો સ્વભાવ તથા પરિણામ તે આઠ પ્રકારે કહે છે ॥ જ્ઞાનાવરણીય કર્મ તેણે અનંતો જ્ઞાનગુણ રોકયો છે ॥ ૧ ॥ દર્શનાવરણીય કર્મ તેણે અનંત દર્શન ગુણ રોકયો છે ॥ ૨ ॥ વેદનીય કર્મ તેણે અનંત આત્મિક સુખ ગુણ રોકયો છે. ॥ ૩ ॥ મોહનીય કર્મ તેણે ક્ષાયક સમકિત તથા જથાખ્યાત ચારિત્ર ગુણ રોકયો છે ॥ ૪ ॥ આયુષ્ય કર્મ તેણે અક્ષયસ્થિતિ ગુણ રોકયો છે ॥ ૫ ॥ નામ કર્મ તેણે અમૂર્તિ ગુણ રોકયો છે ॥ ૬ ॥ ગોત્રકર્મ તેણે અગુરૂ લઘુ ગુણ રોકયો છે ॥ ૭ ॥ અંતરાય કર્મ તેણે અનંત આત્મિક શકિત ગુણ રોકયો છે ॥ ૮ ॥ એ આઠ કર્મનો જુદો જુદો સ્વભાવ છે ॥ હવે સ્થિતિબંધ તે આઠ કર્મની જેટલી સ્થિતિ છે તેટલી બાંધે ॥ જ્ઞાનવરણીય, દર્શનાવરણીય, વેદનીય, અંતરાય એ ચાર કર્મની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટિ ત્રીશ કોડાકોડ સાગરોપમની ॥ મોહનીય

કર્મની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટિ સીતેર કોડાકોડ સાગરોપમની છે ॥ આયુષ્ય કર્મની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટિ તેત્રીસ સાગરોપમની છે ॥ નામ ને ગોત્ર કર્મની સ્થિતિ જઘન્ય આઠ મુહૂર્ત્તની ઉત્કૃષ્ટિ વીશ કોડાકોડ સાગરોપમની છે ॥ એ સ્થિતિબંધ જાણવો ॥ અનુભાગ બંધ તે રસ, તીવ્ર મંદ રસાદિકર્મનો ॥ તે સુખ દુઃખ વિગેરે પ્રગટપણે ભોગવવું અથવા અનુભવવું ॥ પ્રદેશબંધ તે કર્મ પુદ્ગળના દળ તે આત્મા સંઘાતે પ્રદેશે બંધાણા છે, તે ભોગવીને આત્માના પ્રદેશથી દૂર થાય તે ॥ એ ચાર બંધનો સ્વરૂપ મોદકના દ્દષ્ટાંતે કહે છે ॥ જેમ કોઈ મોદક ઘણા પ્રકારના દ્રવ્યને સંજોગે નીપનો, વાયુ, પીત્ત, કફને જેણે સ્વરૂપે કરી હણે તેને સ્વભાવ કહીએ ॥ ૧ ॥ તેજ મોદક પક્ષ, માસ, બેમાસ સુધી તેજ સ્વરૂપે રહે તે સ્થિતિબંધ ॥ ૨ ॥ તેજ મોદક તીખો, કડવો, કસાયલો, ખાટો, મીઠો હોય તેને રસ કહીએ ॥ ૩ ॥ તેજ મોદક અલ્પ દળનો નીપનો તે નાનો હોય ઘણા દળનો નીપનો એટલે મોટો હોય તેને પ્રદેશ બંધ કહીએ ॥ ૪॥ એણી રીત કર્મનો બંધ જાણવો. ઇતિ બંધ તત્ત્વ સમાપ્ત ॥૮॥

હવે **મોક્ષ તત્ત્વ** કહે છે ॥ મોક્ષ તત્ત્વના પંદર ભેદે સિદ્ધ થાય તે કહે છે ॥ તીર્થસિદ્ધા ॥ ૧ ॥ અતીર્થસિદ્ધા ॥ ૨ ॥ તીર્થંકરસિદ્ધા ॥ ૩ ॥ અતીર્થંકરસિદ્ધા ॥૪॥ સ્વલીંગસિદ્ધા ॥ ૫ ॥ અન્યલીંગસિદ્ધા ॥ ૬ ॥ ગૃહસ્થલીંગ-

સિદ્ધા ॥ ૭ ॥ સ્ત્રીલીંગસિદ્ધા ॥ ૮ ॥ પુરૂષલીંગસિદ્ધા ॥ ૯ ॥ નપુંસકલીંગ સિદ્ધા ॥ ૧૦ ॥ સ્વયંબુદ્ધ સિદ્ધા ॥ ૧૧ ॥ પ્રત્યેક્બુદ્ધસિદ્ધા ॥ ૧૨ ॥ બુદ્ધબોહિસિદ્ધા ॥ ૧૩ ॥ એક-સિદ્ધા ॥ ૧૪ ॥ અનેકસિદ્ધા ॥ ૧૫ ॥ એ પંદરે ભેદે સિદ્ધ થાય તથા ચાર પ્રકારે જીવ મોક્ષ જાય ॥ જ્ઞાને કરી, દર્શને કરી, ચારિત્રે કરી, તપે કરી. હવે મોક્ષના નવ દ્વાર કહે છે ॥ સદ્પદ પરૂપણા તે મોક્ષ ગતિ પુર્વ કાળે હતી, હમણા છે, આગમે કાળે હશે તે છતિ અસ્તિ છે પણ આકાશના ફૂલનીપેરે નાસ્તિ નથી ॥ ૧ ॥ દ્રવ્ય પ્રમાણે તે સિદ્ધ અનંતા છે, અભવ્ય જીવથી અનંત ગુણા અધિક છે, વન-સ્પતિ વર્જીને ત્રેવીશ દંડકથી સિદ્ધના જીવ અનંત ગુણા અધિક છે. ॥ ૨ ॥ ક્ષેત્ર દ્વાર તે સિદ્ધશીલા પ્રમાણે, તે સિદ્ધશીલા પીસ્તાલીસ લાખ જોજનની લાંબી પહોળી છે. ત્રીગુણી ઝાઝેરી પરધિ છે, ઉંચપણે ત્રણસેં તેત્રીસ ધનુષ્ય ને બત્રીશ આંગુળ પ્રમાણે છે, એટલા ક્ષેત્રમાં સિદ્ધ છે ॥ ૩ ॥ સ્પર્શ દ્વાર તે સિદ્ધ ક્ષેત્રથી કંઈક અદકી સિદ્ધની સ્પર્શના છે ॥ ૪ ॥ કાળ દ્વાર તે એક સિદ્ધ આશ્રિ, સાદી, અનંત, સર્વ સિદ્ધ આશ્રિ અનાદિ અનંત ॥ ૫ ॥ અંતર દ્વાર તે સિદ્ધને ફરીને સંસારમાં અવતરવું નથી. ને એક સિદ્ધ ત્યાં અનંત સિદ્ધ ને અનંત સિદ્ધ ત્યાં એક સિદ્ધ છે ॥ એટલે સિદ્ધ સિદ્ધમાં અંતર નથી ॥ ૬ ॥ ભાગદ્વાર તે સઘળા જીવને અનંતમે ભાગે સિદ્ધના જીવ છે, લોકને

અસંખ્યાતમે ભાગે સિદ્ધના જીવ રહ્યા છે ॥ ૭ ॥ ભાવ-દ્વાર તે સિદ્ધમાં ક્ષાયક ભાવ, કેવળ જ્ઞાન, કેવળ દર્શન, ક્ષાયક સમકિત, પરિણામિક ભાવ, તે સિદ્ધપણું જાણવું ॥ ૮ ॥ અલ્પબહુત્વદ્વાર તે સર્વથી થોડા નપુંસકસિદ્ધ તેથી સ્ત્રીસિદ્ધ સંખ્યાતગુણા, તેથી પુરૂષસિદ્ધ સંખ્યાતગુણા ॥ એક સમયે નપુંસકલીંગે દશ સિદ્ધ થાય ॥ સ્ત્રીલીંગે વીશ થાય, પુરૂષલીંગે એકસો આઠ સિદ્ધ થાય ॥ ૯ ॥ એ નવ દ્વાર મોક્ષ તત્ત્વના કહ્યા ॥ હવે ચોદ બોલનો ધણી મોક્ષ જાય ॥ ત્રસપણે ॥ ૧ ॥ બાદરપણે ॥ ૨ ॥ સંજ્ઞીપણે ॥ ૩ ॥ વજ્રઋષભનારાચ સંઘયણપણે ॥ ૪ ॥ શુકલધ્યાનપણે ॥ ૫ ॥ મનુષ્યની ગતિ ॥ ૬ ॥ ક્ષાયક સમકિત ॥ ૭ ॥ જથાખ્યાત ચારિત્ર ॥ ૮ ॥ પંડિત વીર્ય ॥ ૯ ॥ કેવળજ્ઞાન ॥ ૧૦ ॥ કેવળદર્શન ॥ ૧૧ ॥ ભવ્ય સિધિક ॥ ૧૨ ॥ પરમ શુકલલેશી ॥ ૧૩ ॥ ચર્મશરિરી ॥ ૧૪ ॥ એ ચોદ બોલનો ધણી મોક્ષ જાય ॥ જઘન્ય બે હાથની અવગાહના-વાળો સિધ્ધે ॥ ઉત્કૃષ્ટિ પાંચસેં ધનુષ્યની અવગાહનાવાળો મોક્ષ જાય ॥ જઘન્ય નવ વર્ષનો ઉત્કૃષ્ટો ક્રોડ પુર્વના આઉખાવાળો કર્મભૂમિ હોય તે મોક્ષ જાય ॥ મોક્ષ તે સર્વ કર્મ થકી આત્મા મુકાણો એટલે આત્મા અરૂપ ભાવને પામ્યો, કર્મથી ન્યારો થયો, પૂર્વ પ્રજોગે એક સમયે લોકાગ્રે પહોંચ્યો, ત્યાં અલોકને અડીને રહ્યો (અલોકમાં જાય નહિં કારણ કે ત્યાં ધર્માસ્તિકાય નથી, તેથી ત્યાં સ્થિર રહ્યો.)

બીજા સમયથી અચળ ગતિને પામ્યો. (અનંતકાળે પણ ત્યાંથી ચળવું નથી તેમ હાલવું ચાલવું પણ નથી) અજર, અમર, અલક્ષ, અવિનાશી પદને પામ્યો, અનંત સુખની લહેરમાં સદાકાળ નિર્મગ્નપણે રહે છે તેને મોક્ષ તત્ત્વ કહીએ ॥ ઇતિ મોક્ષ તત્ત્વ સમાપ્ત ॥ ૯ ॥

॥ શ્રી નવ તત્ત્વ સંપૂર્ણ ॥

---

## શરણ તમારૂં શ્રી વર્ધમાન.

### ચોપાઇ.

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિશલાનંદન જગદાધાર;
સુંદર સોહે સોવન વાન, શરણ તમારૂં શ્રી વર્ધમાન. ૧
તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નવિ કદા;
રોગ શોગ ચિંતા નવિ જાણ, શરણ તમારૂં શ્રી વર્ધમાન. ૨
તુમ નામે લહિયે સંપદા, તુમ નામે મનવંચ્છિત મુદા;
તુમ નામે લહિયે સનમાન, શરણ તમારૂં શ્રી વર્ધમાન. ૩
દુર્જન દુષ્ટ વૈરી વિકરાળ, તુમ નામે નાસે તત્કાળ;
તુમ નામે દિન દિન કલ્યાણ, શરણ તમારૂં શ્રી વર્ધમાન. ૪
ગ્રહાદિક પિડા નવિ કરે, નામ તમારૂં જે અનુસરે;
ધર્મસિંહ મુનિ ભાવ પ્રધાન, શરણ તમારૂં શ્રી વર્ધમાન. ૫

# શ્રી છ આરાના બોલ.

અથશ્રી જંબૂદ્વીપ પન્નતિ સૂત્રથી છ આરાના બોલ લિખ્યતે ।। દશ ક્રોડાક્રોડી સાગરોપમના છ આરા જાણવા. તેમાં **પહેલો આરો** ૪ ક્રોડાક્રોડી સાગરોપમનો જાણવો. એ આરો **સુસમ સુસમ** નામે જાણવો. એકલું સુખમાં સુખ જાણવું. એ આરાને વિષે ૩ ગાઉનું દેહમાન અને ૩ પલ્યોપમનું આઉખું. ઉતરતે આરે ૨ ગાઉનું દેહમાન અને ૨ પલ્યોપમનું આઉખું જાણવું. એ આરે બસે છપન પાંસલી, ઉતરતે આરે એકસો અઠાવીસ પાંસલી જાણવી. એ આરાને વિષે ૧ વજ્રઋષભનારાચ સંઘયણ ને ૧ સમ ચઉરંશ સંઠાણ જાણવું. સ્રી પુરૂષના રૂપ સૌભાગ્ય ઘણા દિપે. એ આરાને વિષે અઠમ ભકતે આહારની ઇચ્છા ઉપજે, ત્યારે શરીર પ્રમાણે આહાર કરે. ધરતીની સરસાઇ સાકર સરખી જાણવી, ઉતરતે આરે ખાંડ સરખી જાણવી. એ આરાને વિષે દશ પ્રકારના કલ્પવૃક્ષ મનવંછિત સુખ પહોંચાડે. તે કલ્પવૃક્ષનાં નામ કહે છે.

**ગાથા—મતંગાય ભિંગા તુડિયંગા, દીવ જોઈ ચિતગા;**
**ચિતરસા મણુવેગા, ગિહાગારા અણિયગણાઓ ।।૧।।**

**અર્થ**—મતંગા કહેતાં, મીઠા મધુરા રસનાં કલ્પવૃક્ષ થઈ આવે ।।૧।। ભિંગા કહેતાં, રત્નજડાવ ભાજનનાં

કલ્પવૃક્ષ થઇ આવે ॥ ૨ ॥ તુડિયંગા કહેતાં, ૪૯ જાતિનાં વાજિંત્રનાં કલ્પવૃક્ષ થઇ આવે ॥ ૩ ॥ દીવ કહેતાં, રત્ન-જડાવ દીવીઓનાં કલ્પવૃક્ષ થઇ આવે ॥ ૪ ॥ જોઈ કહેતાં, સૂર્યની જ્યોતિનાં કલ્પવૃક્ષ થઈ આવે ॥ ૫ ॥ ચિતગા કહેતાં, ચિત્રામણ સહિત ફૂલની માળાનાં કલ્પવૃક્ષ થઇ આવે ॥ ૬ ॥ ચિતરસા કહેતાં, ચિત્તને ગમે તેવા રસવતી ભોજનના કલ્પવૃક્ષ થઈ આવે ॥ ૭ ॥ મણુવેગા કહેતાં, રત્ન-જડાવ આભરણનાં કલ્પવૃક્ષ થઈ આવે ॥ ૮ ॥ ગિહાગારા કહેતાં, ૪૨ ભોમીયા આવાસના કલ્પવૃક્ષ થઇ આવે ॥ ૯ ॥ અણિયગણાઓ કહેતાં, રત્નજડાવ નાકને વાયરે ઉડે એવા વસ્ત્રનાં કલ્પવૃક્ષ થઇ આવે ॥ એ ૧૦ પ્રકારનાં કલ્પવૃક્ષ મનવંચ્છિત સુખ આપે. એ આરાને વિષે છેક થાકતા જુગલના આઉખા આડા ૬ માસ રહે ત્યારે જુગલ પર-ભવનું આઉખું બાંધે. ત્યારે જુગલાણી એક જોડલું પ્રસવે. તે છોરૂની પ્રતિપાલના ૪૯ દિવસ કરે. જુગલ જુગલાણીને ક્ષણમાત્રનો વિયોગ ન પડે. એકને છીંક ને એકને બગાસું આવે, મરીને દેવતા થાય. એના શરીરનો નિહરણ દેવતા કરે. ગતિ એક દેવની જાણવી.એ આરાને વિષે જુગલીયાને વૈર, વિરોધ, ઇર્ષ્યા, ઝેર નહિ ॥ ઈતિ પહેલો આરો સંપૂર્ણ ॥૧॥

હવે પહેલો આરો ઉતરીને બીજો આરો બેઠો. ત્યારે અનંતા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શના પર્યવ અનંતા અનંતા હીણા થયા. એ આરો ત્રણ ક્રોડાક્રોડી સાગરોપ-

મનો **સુસમ** નામે જાણવો. એકલું સુખ જાણવું. એ આરાને વિષે બે ગાઉનું દેહમાન અને બે પલ્યોપમનું આઉખું, ઉતરતે આરે એક ગાઉનું દેહમાન ને એક પલ્યોપમનું આઉખું. એ આરાને વિષે વજ્રઋષભનારાચ સંઘયણ, સમ ચઉરંશ સંઠાણ. એ આરે એકસો અઠાવીશ પાંસલી, ઉતરતે આરે ચોસઠ પાંસલી જાણવી. એ આરે છઠભક્તે આહારની ઇચ્છા ઉપજે, ત્યારે શરીર પ્રમાણે આહાર કરે. ધરતીની સરસાઈ ખાંડ સરખી, ઉતરતે આરે ગોળ સરખી જાણવી. એ આરે દસ પ્રકારના કલ્પવૃક્ષ મનવંચ્છિત સુખ પહોંચાડે. છેક થાકતાં જુગલના આઉખા આડા છ માસ રહે ત્યારે જુગલ પરભવનું આઉખું બાંધે ત્યારે જુગલાણી એક જોડલું પ્રસવે. છોરૂની પ્રતિપાલના ૬૪ દિવસ કરે. જુગલ જુગલાણીને ક્ષણ માત્રનો વિયોગ ન પડે. એકને છીંક ને એકને બગાસું આવે, મરીને દેવતા થાય. એના શરીરનું નિહરણ દેવતા કરે. ગતિ એક દેવની જાણવી ॥ ઇતિ બીજો આરો સંપૂર્ણ ॥ ૨ ॥

હવે બીજો આરો ઉતરીને **ત્રિજો આરો** બેઠો. ત્યારે અનંતા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શના પર્યવ અનંતા હીણા થયાં. એ આરો બે ક્રોડાક્રોડી સાગરોપમનો જાણવો. એ આરો **સુસમ દુસમ** નામે જાણવો. સુખ ઘણું ને દુઃખ થોડું જાણવું. એ આરાને વિષે એક ગાઉનું દેહમાન ને એક પલ્યોપમનું આઉખું જાણવું. ઉતરતે આરે ૫૦૦ ધ-

નુષ્યનું દેહમાન ને ક્રોડ પૂર્વનું આઉખું જાણવું. એ આરાને વિષે વજ્રઋષભનારાચ સંઘયણ ને સમચઉરંશ સંઠાણ જાણવું. એ આરાને વિષે ૬૪ પાંસલી જાણવી. ઉતરતે આરે ૩૨ પાંસલી જાણવી. એ આરાને વિષે ચઉથભકતે અહાર-રની ઈચ્છા ઉપજે, ત્યારે શરીર પ્રમાણે આહાર કરે. ધર-તીની સરસાઈ ગોળ સરખી જાણવી. ઉતરતે આરે થોડેરી જાણવી. એ આરે દસ પ્રકારનાં કલ્પવૃક્ષ મનવંચ્છિત સુખ પહોંચાડે. છેક થાકતાં જુગલના આઉખા આડા છ માસ રહે ત્યારે જુગલ પરભવનું આઉખું બાંધે. ત્યારે જુગલાણી એક જોડલું પ્રસવે. તે છોરૂની પ્રતિપાલના ૭૯ દિવસ કરે. જુગલ જુગલાણીને ક્ષણ માત્રનો વિયોગ ન પડે. એકને છીંક ને એકને બગાસું આવે, ત્યારે મરીને દેવતા થાય. એના શરીરનો નિહરણ દેવતા કરે. એ ત્રણ આરા જુગ-લના જાણવા. એકલો જુગલધર્મ જાણવો. એ આરાને વિષે જરા, રોગ, કુરૂપ નહિ, પ્રતિપૂર્ણ અંગ ઉપાંગ, વિષય સુખ ભોગવે, તે દાન પુણ્યના ફળ જાણવા. એ આરાને વિષે છેક થાકતાં ચોરાશીલાખ પૂર્વ ત્રણ વર્ષ ને સાડાઆઠ મહીના બાકી રહ્યા ત્યારે સર્વાર્થસિદ્ધ મહા વિમાનથકી તેત્રીસ સાગરોપમનું આઉખું ભોગવીને, ચ્યવીને વનિતા નગરી નાભી કુલગર રાજા પિતા, મરૂદેવી માતાની કૂંખે શ્રી ઋષભદેવ સ્વામી ઉપન્યા. સવાનવ માસે જનમ્યા. પ્રથમ ઋષભનું સ્વપ્ન જોઈ ઋષભદેવ નામ પાડયું. ઋષભ-

દેવ સ્વામીએ યુગલધર્મ નિવારી અસિ ૧ ॥ મસિ ૨ ॥ કૃષિ ૩ ॥ ઇત્યાદિક બહોંતેર કળા શીખવી. અનુકંપા નિમિત્તે વીશ લાખ પૂર્વ તો કુમારપણે રહ્યા. ત્રેસઠ લાખ પૂર્વ સુધી રાજ્ય ભોગવ્યું. ભરતને રાજ્ય સોંપીને ચાર-હજાર પુરૂષ સંઘાતે સંયમ લીધો. એક લાખ પૂર્વ સુધી સંયમ પાળ્યો. કેવલ પામીને અષ્ટાપદ પર્વત ઉપરે પદ્માસને બેસીને દશ હજાર સાધુ સંઘાતે સ્વામી નિર્વાણ પધાર્યા. તે સ્વામીના ૬ કલ્યાણીક થયા. પહેલે કલ્યાણીકે ઉત્તરાષાઢા નક્ષત્રમાં સર્વાર્થસિદ્ધ વિમાનથી ચવીને માતાની કૂંખે ઉપન્યા ૧ ॥ બીજે કલ્યાણીકે ઉત્તરાષાઢા નક્ષત્રમાં જનમ્યા ॥૨॥ ત્રિજે કલ્યાણીકે ઉત્તરાષાઢા નક્ષત્રમાં રાજ્ય બેઠા ॥ ૩ ॥ ચોથે કલ્યાણીકે ઉત્તરાષાઢા નક્ષત્રમાં સંયમ લીધો ॥ ૪ ॥ પાંચમે કલ્યાણીકે ઉત્તરાષાઢા નક્ષત્રમાં કેવલ-જ્ઞાન ઉપન્યું ॥ ૫ ॥ એ ૫ ને છઠું કલ્યાણીક અભિચ નક્ષત્રમાં મોક્ષ પધાર્યા ॥૬॥ એ આરાને વિષે ગતિ પાંચ જાણવી. મોક્ષ વધી ॥ ઇતિ ત્રિજો આરો સંપૂર્ણ ॥ ૩ ॥

હવે ત્રિજો આરો ઉતરીને ચોથો આરો બેઠો. ત્યારે અનંતા વર્ણ, ગંધ, રસ, સ્પર્શના પર્યવ હીણા થયા. એ આરો એક ક્રોડાક્રોડ સાગરોપમમાં બેંતાલીસ હજાર વર્ષ ઉણાનો જાણવો. એ આરો **દુસમ સુસમ** નામે જાણવો. દુઃખ ઘણું ને સુખ થોડું જાણવું. એ આરાને વિષે ૫૦૦ ધનુષનું દેહમાન ને ક્રોડ પૂર્વનું આઉખું. ઉતરતે આરે

સાત હાથનું દેહમાન ને સો વર્ષ ઝાઝેરાનું આઉખું. એ આરાને વિષે છ સંઘયણ ને છ સંઠાણ જાણવા. એ આરાને વિષે ૩૨ પાંસલી ઉતરતે આરે ૧૬ પાંસલી જાણવી એ આરાને વિષે દિન દિન પ્રત્યે આહારની ઈચ્છા ઉપજે, ત્યારે ૩૨ કવલનો આહાર કરે. ધરતીની સરસાઈ સારેરી, ઉતરતે આરે થોડેરી જાણવી. એ આરે છેક થાકતાં પંચોત્તેર વર્ષ ને સાડા આઠ મહિના બાકી રહ્યા ત્યારે દશમા દેવલોકથી વીસ સાગરોપમનું આઉખું ભોગવીને ચવીને માહણકુંડ ગામ નગરને વિષે ઋષભદત્ત બ્રાહ્મણને ઘેર દેવાનંદાજીની કૂંખે મહાવીર સ્વામી ઉપન્યા. ત્યાં સ્વામી સાડી બ્યાસી રાત્રિ રહ્યા. ત્યાસીમી રાત્રે શકેંદ્રનું આસન ચળ્યું. ત્યારે શકેંદ્રે ઉપયોગ મુકીને જોયું તો પ્રભુને ભિક્ષુક કુળે ઉપન્યા જોયા. અનંતે કાળે આશ્ચર્ય થયું! ત્યારે હરણગમેષી દેવતાને કહ્યું કે તમે જાઓ, જઈને મહાવીર સ્વામીનો ગર્ભ ક્ષત્રીયકુંડ નગરને વિષે, સિદ્ધાર્થ રાજાને ઘેર, ત્રિસલાદેવી રાણીની કૂંખે મુકો; અને ત્રિસલાદેવી રાણીની કૂંખે પુત્રીપણે ગર્ભ છે, તે દેવાનંદા બ્રાહ્મણીની કૂંખે મુકો. ત્યારે તે હરણગમેષી દેવતા તહેતિપ્રમાણ કરી તેજ વખતે તે માહણકુંડ આવ્યો ને ત્યાં ભગવંતને વંદણા નમસ્કાર કરીને કહ્યું જે સ્વામી! રૂડું જાણજો. હું તમારો ગર્ભ સાહરૂં છું. તે વખતે દેવાનંદાજીને અવસ્વાપિની

નિદ્રા મુકીને, નાભીથી ગર્ભ સાહરીને ત્રિસલાદેવીજીની કૂંખે મુકયો, ત્યાં સ્વામિ સર્વે થઈને સવાનવ માસે જનમ્યા. ત્રિસ વર્ષ ઘરમાં રહ્યા. એકાકીપણે સંયમ લીધો. સંયમ લઇને સાડાબાર વર્ષ ને એક પખવાડીયા સુધી આકરા તપ, જપ, જ્ઞાન, ધ્યાન કરીને સ્વામી કેવલજ્ઞાન કેવલદર્શન પામ્યા. બહોંતેર વર્ષનું આઉખું ભોગવીને ચોથા આરાના ત્રણુ વર્ષ ને સાડાઆઠ મહિના બાકી રહ્યા તે વખતે મહાવીર સ્વામી નિર્વાણુ પધાર્યા. તે સ્વામીના ૭ કલ્યાણિક થયા. તેમાં ૫ કલ્યાણિક તો ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં થયાં. તે ચવણુ કલ્યાણીક ૧ ॥ ગર્ભ સાહારણુ કલ્યાણીક ૨ ॥ જન્મ કલ્યાણીક ૩ ॥ દિક્ષા કલ્યાણીક ૪ ॥ કેવલજ્ઞાન કલ્યાણીક ૫ ॥ એ પાંચ ને સ્વાતિ નક્ષત્રમાં નિર્વાણુ પધાર્યા ૬ ॥ એ ૭ કલ્યાણીક ॥ એ આરાને વિષે ગતિ ૫ જાણુવી. મહાવીર સ્વામી નિર્વાણુ પધાર્યા તેજ વખતે ગોતમ સ્વામીને કેવલજ્ઞાન ઉપન્યું. તેઓ બાર વર્ષ કેવલ પ્રવર્જા પાળીને નિર્વાણુ પધાર્યા. તેજ વખતે સુધર્મા સ્વામીને કેવલજ્ઞાન ઉપન્યું. તેઓ આઠ વર્ષ સુધી કેવલ પ્રવર્જા પાળીને નિર્વાણુ પધાર્યા. તેજ વખતે જંબૂ સ્વામીને કેવલજ્ઞાન ઉપન્યું. તેઓ ચુમાલીસ વર્ષ સુધી કેવલ પ્રવર્જા પાળીને નિર્વાણુ પધાર્યા. મહાવીર સ્વામી પછી ભરતક્ષેત્રમાં ચોસઠ વર્ષ સુધી કેવલજ્ઞાન રહ્યું. ચોથા આરાનો જન્મેલો હોય તે પાંચમા આરામાં મોક્ષ જાય.

પાંચમા આરાનો જન્મેલો પાંચમા આરામાં મોક્ષ જાય નહિ. **જંબૂસ્વામી** મોક્ષ પહોંચ્યા પછી દશ બોલ વિચ્છેદ ગયા તે પરમ અવધિજ્ઞાન ૧ ॥ મનઃપર્યવ જ્ઞાન ૨ ॥ કેવલ-જ્ઞાન ૩ ॥ પરિહાર વિશુદ્ધ ચારિત્ર ૪ ॥ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર ॥૫॥ યથાખ્યાત ચારિત્ર ॥૬॥ પુલાકલબ્ધિ ॥૭॥ ક્ષાયકસમકિત ॥૮॥ આહારક શરીર ॥૯॥ જિનકલ્પી સાધુ ૧૦ ॥ ઇતિ ચોથો આરો સંપૂર્ણ ॥ ૪ ॥

હવે ચોથો આરો ઉતરીને **પાંચમો આરો** બેઠો. તે વખતે અનંતા વર્ણ, ગંધ, રસ, સ્પર્શના પર્યવ હીણા થયા. એ આરો **દુસમ** નામે, એકલું દુઃખ જાણવું. એ આરો ૨૧ હજાર વર્ષનો જાણવો. એ આરાને વિષે ૭ હાથનું દેહમાન ને સો વર્ષ ઝાઝેરાનું આઉખું. ઉતરતે આરે ૧ હાથનું દેહમાન ને ૨૦ વર્ષનું આઉખું. એ આરાને વિષે ૬ સંઘયણ ને ૬ સંઠાણ જાણવા, ઉતરતે આરે ૧ છેવટું સંઘયણ ને ૧ હુંડ સંઠાણ જાણવું. એ આરાંને વિષે ૧૬ પાંસલી, ઉત-રતે આરે ૮ પાંસલી જાણવી. એ આરાને વિષે દિન દિન પ્રત્યે આહારની ઇચ્છા ઉપજે, તે વખતે શરીર પ્રમાણે આહાર કરે. ધરતીની સરસાઇ કાંઈક સારી જાણવી, ઉત-રતે આરે કુંભારના નિભાડાની છાર સરખી જાણવી. હવે પાંચમા આરાના ૩૨ લક્ષણ કહે છે. મોટા નગર તે ગામડા સરખા થશે ॥૧॥ ગામ તે મસાણ સરખા થશે ॥૨॥ ભલા કૂળના છોરૂ તે દાસ દાસીપણા કરશે ॥ ૩ ॥ પ્રધાન તે

લાલચી થશે ૪ ।। રાજા તે યમદંડ સરખા થશે ૫ ।। ભલા કૂળની સ્ત્રી તે લજ્જા રહિત થશે ૬ ।। રૂડા કૂળની સ્ત્રી વેશ્યા સરખી થશે ૭ ।। પોતાના પુત્ર પોતાને છાંદે ચાલશે ૮ ।। શિષ્ય ગુરૂના અપવાદ બોલશે ૯ ।। દુર્જન લોક સુખી થશે ૧૦ ।। સજ્જન લોક દુઃખી થશે ૧૧ ।। દુર્ભિક્ષ દુષ્કાળ ઘણાં પડશે ૧૨ ।। ઉંદર સર્પાદિકની દાઢ ઘણી થશે ૧૩ ।। બ્રાહ્મણ અર્થના લોભી થશે ૧૪ ।। હિંસા ધર્મના પરૂપક ઘણાં થશે ૧૫ ।। એક ધર્મમાં ઘણાં ભેદ થશે ૧૬ ।। મિથ્યાત્વિ દેવતા ઘણાં પૂજાશે ૧૭ ।। મિથ્યાત્વિ લોક ઘણાં થશે ૧૮ ।। માણસને દેવદર્શન દુર્લભ થશે ૧૯ ।। વિદ્યાધરની વિદ્યાના પ્રભાવ થોડા થશે ૨૦ ।। ગોરસ દુધ દહીંમાં સરસાઇ થોડી રહેશે ૨૧ ।। બળદ પ્રમુખનાં બળ આઉખા થોડાં થશે ૨૨ ।। સાધુ સાધ્વીને માસકલ્પ તથા ચોમાસાં કર્યા જેવા ક્ષેત્ર થોડાં થશે ૨૩ ।। શ્રાવકની ૧૧ પડિમા, સાધુની ૧૨ પડિમાં વિચ્છેદ જશે ૨૪ ।। ગુરૂ શિષ્યને ભણાવશે નહિ ૨૫ ।। શિષ્ય અવિનીત, કલહકારી થશે ૨૬ ।। અધર્મકારી ઝગડાકારી કુમાણુસ ઘણાં થશે, સુમાણુસ થોડાં થશે ।। ૨૭ ।। આચાર્ય આપ આપના ગચ્છની પરંપરા સામાચારી જુદિ જુદિ પ્રવર્તાવશે, તથા મૂઢ મૂર્ખજનને મોહ ને મિથ્યાત્વ પાસમાં પાડશે, ઉત્સૂત્ર ભાખશે, આપ આપની પ્રશંસામાં રાચશે, નિંદક કુબુદ્ધિ થશે ૨૮ ।। સરલ, ભદ્રિક, ન્યાયી, પ્રમાણિક માણુસ થોડા

થશે ૨૯ ।। મ્લેચ્છનાં રાજ્ય ઘણાં થશે ૩૦ ।। હિંદુરાજા અલ્પ ઋદ્ધિયા થોડા થશે ૩૧ ।। મોટા કૂળના રાજા થશે તે નીચ કામ કરશે, અન્યાય અધર્મ કુવ્યસનમાં ઘણાં રાચશે ।। ૩૨ ।। એ ૩૨ લક્ષણ જાણવાં. એ આરાને વિષે ધાતુ સર્વે વિચ્છેદ જશે. લોઢાની ધાતુ રહેશે, ચામડાની મોહરો ચાલશે. જેને ઘેર સવાશેર કાંસુ રહેશે તે ધનવંત કહેવાશે. એ આરાને વિષે એક ઉપવાસ કરશે તે માસખમણ સરખો થશે. એ આરાને વિષે જ્ઞાન તથા સૂત્ર સર્વે વિચ્છેદ જશે. તેમાં દશવૈકાલિકના અધ્યયન ૪ પહેલા રહેશે. તે ઉપરે ૪ જીવ એકાવતારી થશે. તે ચારના નામ—દુપસહ નામે સાધુ ૧ ।। ફલ્ગુણિ નામે સાધ્વી ૨ ।। નાગીલ શ્રાવક ૩ ।। નાગશ્રી શ્રાવિકા ૪ ।। અષાડ શુદ ૧૫ ને દિવસે શકેંદ્રનું આસન ચળશે. તે વખતે શકેંદ્ર ઉપયોગ મુકી જોશે જે આજ પાંચમો આરો ઉતરીને કાલે છઠો આરો બેસશે. તે વખતે શકેંદ્ર આવી તે ચારે જીવને કહેશે જે કાલે છઠો આરો બેસશે માટે આલવો, પડિકમો, નિઃસલ્લ થાઓ. તેથી તે ૪ જીવ સર્વ જીવને ખમાવીને સંથારો કરશે. તે વખતે સંવર્તક વાયરો થશે. તેણે કરીને પહાડ, પર્વત, ગઢ, કોઠા, વાવ, કુવા, સરોવર સર્વે વિસરાલ થશે. વૈતાઢ પર્વત ૧ ।। ગંગા ૨ ।। સિંધુ ૩ ।। ઋષભકુટ ૪ ।। લવણ સમુદ્રની ખાડી ૫ ।। એ ૫ સિવાયના સર્વ સ્થાનક ત્રુટી પડશે. તે ૪ જીવ સમાધી પરિણામે કાલ કરીને દેવ-

લોકમાં જશે. તે વખતે ૪ બોલ વિચ્છેદ જશે. પહેલે પોહરે જૈનધર્મ વિચ્છેદ જશે ૧ ॥ બીજે પોહરે ૩૬૩ પાખંડી મિથ્યાત્વિનો ધર્મ વિચ્છેદ જશે ૨ ॥ ત્રિજે પોહરે રાજનીતિ વિચ્છેદ જશે ૩ ॥ ચોથે પોહરે બાદર અગ્નિ વિચ્છેદ જશે ॥૪॥ એ આરે બેસતા ગતિ ૫ જાણવી, ઉતરતા ૪ ગતિ તે મોક્ષ અટકી. ઇતિ પાંચમો આરો સંપૂર્ણ.

હવે પાંચમો આરો ઉતરીને છઠો આરો બેસશે. તે વખતે અનંતા વર્ણ, ગંધ, રસ, સ્પર્શના પર્યવ હીણા થશે. એ આરો ૨૧ હજાર વર્ષનો જાણવો, એ આરો દુસમ દુસમ નામે એકલું દુઃખમાં દુઃખ જાણવું. એ આરે ૧ હાથનું દેહમાન ને ૨૦ વર્ષનું આઉખું, ઉતરતે આરે ૧૬ વર્ષનું આઉખું ને મૂંઢા હાથની કાયા જાણવી. એ આરાને વિષે ૧ છેવટું સંઘયણ ને હુંડ સંઠાણ જાણવું, ઉતરતે આરે પણ એમજ જાણવું. એ આરાને વિષે ૮ પાંસલી, ઉતરતે આરે ૪ પાંસલી જાણવી. એ આરાને વિષે ૭ વર્ષની સ્ત્રી ગર્ભ ધરશે. તે કાળા કુદર્શની રોગી ને રીસાળ, બોવાલી ઘણાં એવા છોકરા ઘણા જણશે. તે કુતરીની પેરે પરિવાર ભેળો ફેરવશે. એ આરાને વિષે ગંગા સિંધુ નદી રહેશે. તેમાં ૭૨ બીલ છે. તેમાં ત્રણ ત્રણ માળ છે. તેમાં મનુષ્ય, તિર્યંચ, પક્ષી બીજ માત્ર રહેશે. ગંગા સિંધુનો સાડીબાસઠ જોજનનો પટ છે. તેમાં રથના ચીલા પ્રમાણે પહોળું ને ગાડાની ધુરી બૂડે એટલું ઉંડું પાણી રહેશે. તેમાં મચ્છ કચ્છ ઘણાં

થશે. તે ૭૨ બીલનાં મનુષ્ય સાંઝે ને પ્રભાતે મચ્છ કચ્છ કાઢીને વેળુમાં ભારશે. સૂર્ય ઘણો તપશે, ટાઢ ઘણી પડશે, તેણે કરી સિઝવાઈ રહેશે, તેનો આહાર કરશે. તેના હાડકા ચાંમડા તિર્યંચ ચાટીને રહેશે. માનવીના માથાની તુંબડી-માં પાણી લાવીને પીશે. એ પ્રમાણે ૨૧ હજાર વર્ષ પૂરા કરશે. પાંચમા આરાના પ્રાણી નવકાર રહિત, સમકિત રહિત, વ્રત પચ્ચખાણ રહિત હશે તે એવા છઠા આરાને વિષે આવીને અવતરશે. માટે એવું જાણીને જે જીવ જૈન-ધર્મની આસ્થા રાખશે તે જીવ સુખી થશે.

॥ ઇતિ છ આરાના બોલ સંપૂર્ણ ॥

---

## વ્યાખ્યાનની શરૂઆતમાં બોલવાની વાણીની સ્તુતિ.

### સવૈયા.

વીર હિમાચલસેં નિકસી, ગુરૂ ગૌતમકે મુખ કુંડ ધરી હૈ,
મોહ મહાચલ ભેદ ચલી, જગકી જડતા સબ દૂર કરી હૈ;
જ્ઞાનપયોદધિ માંહિ રલી, બહુ ભંગ તરંગનસેં ઉછરી હૈ,
તાસ સુશારદ ગંગ નદી, પ્રથમેં અંજલી નિજ શીશ ધરી હૈ. ૧
જ્ઞાન સુનીર ભરી સરિતા, સુરધેનુ પ્રમોદ સુક્ષીર નિધાની,
વૈદ જ્યોં વ્યાધિ હરંત સદા, ભવ્ય જીવ ચકોરકોં ચંદ્ર સમાની;
જૈન સિદ્ધાન્તકી જ્યોતિ ખડી, સુર વૃક્ષ સમાન મહાસુખ દાની,
લોક અલોક પ્રકાસ ભયે, મુનિરાજ બખાનત હૈ જિનબાની. ૨

શોભત દેવ વિષે મઘવા, ઉડુ વૃન્દ વિષે શશી મંગલકારી,
ભૂપ સમૂહ વિષે ભરતેશ્વર, કેશવ યોધ વિષે મનુહારી;
નાગનમેં ધરણેંદ્ર બડો, ચમરેંદ્ર અસુરનમેં અધિકારી,
ત્યું જિનશાસન સંઘ વિષે, મુનિરાજ દીપે શ્રુ જ્ઞાન ભંડારી. ૩

મનહર છંદ.

કૈસેકર કેતકી કણેર એક કહ્યો જાત,
આક દુધ ગાય દુધ અંતર ઘણેરો હે;
રીરી હોત પીરી પણ હોંસ કરે કંચનકી,
કહાં કાગ બાની કહાં કોયલકી ટેર હે.
કહાં ભાનુ તેજ કહાં આગીયો બિચારો કહાં,
પુનમકો અજવાળો કહાં અમાસ અંધેરો હે;
પક્ષ છોડ પારકી નિહ લ એક નીગે કર,
રાગી વ નિરાગી વેણુ અંતર ઘણેરો હે ૪
વીતરાગ વાણી સાચી મુકિતકી નિશાની યહ,
સુકૃતકી ખાની જ્ઞાની મુખસેં બખાની હે;
ઈનકું આરાધકે તરીયા હે અનંત જીવ,
સોહી જહાજ જાણુ શરદ્ધા મન આની હે.
શ્રદ્ધા હે સારધાર શ્રદ્ધાહીસેં ખેવો પાર,
શ્રદ્ધા બિન જીવ ખ્વાર નિશ્ચેકર માની હે;
વાણી તો ઘણેરી પન વીતરાગ તુલ્ય નાંહી,
પ્યાલા ભર પિવે વાંકો આનંદકી ખાની હે. ૫

સમાપ્ત.

## શીયળ વિષે.

( રાગ—પુનમ ચાંદનીનો. )

શીલ રતન જતને એની રાખીયેરે, ફરી ફરી નહિ મળે આ અવતાર;
શીલ સુધારસ ભાવે કરી ચાખીયેરે, જેથી લહિયે ભવ જલ પાર,
શીલ રતન જતને એની રાખીયે રે, એ ટેક.

બાળપણાથી પાળીયે, શીલ ધર્મ સુખકાર;
અવર ભુષણ છે કાયમાં, સાચો શીલ શણગાર.
શીલ સુંદડી પેહેરવાથી રૂડા શોભીયે રે, સાસર પીયરમાં શોભાવનહાર.

બ્રાહ્મી સુંદરી મહા સતી, રાજેમતિ વરનાર;
સીતા કુંતા દ્રૌપદી, સુભદ્રા સુલસા સાર.
ચંદનબાળા સુલા દમયંતી મૃગાવતીરે, શીવા પદમાવતી આદે થઇ અપાર.

કષ્ટ સહિ ખલજનતણા, પાળ્યો શીલ નિઃશંક;
કીર્ત્તિ લહિ જગ ઉજળી, ટાળી નિજ કલંક.
પ્રહ ઉઠે ગાવે ધર્મિનરો પ્રેમથીરે, જેના નામે સદા થાએ જયકાર.

ઝેર અમૃત થઈ પરણમે, નાગ હોવે વરમાલ;
અગ્નિ પાણી સમ હુવે, વાઘ હુવે મૃગ બાલ.
શીલે સંકટ ટળે ને વળે સંપદા રે, સુર અસુર નૃપાદિ ધરે પ્યાર.

ધર્મ સ્થાનને ઘર તજી, નવિ ફરીયે અન્ય દ્વાર;
સંગત રૂડા નરતણી, કરતા વધે સુવિચાર.
સામાયક પોષા પડિકમણા એની કરોરે, તજી પ્રમાદ વિકથા વળી ચાર.

જ્ઞાન દર્શન ચારિત્રથી, ધરિએ પ્રીતિ અપાર;
તપ તપી નવ વાડથી, પાળો શીલ આચાર.
વીર મુનિ કહે શીયલ પ્રભાવથીરે, નરનારી ઘણા પામ્યા શિવદ્વાર.

### દરેક મનુષ્યને મનન કરવા યોગ્ય

## ઉપદેશી દોહરા.

પરલોકે સુખ પામવા,-કર સારો સંકેત;
જી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૧

જોર કરીને જીતવું, ખરે ખાઈ રણ ખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૨

ગાફલ રહીશ ગમાર તું, ફોગટ થઈશ ફજેત;
હવે જરૂર હુશીયાર થઈ, ચેત ચેત નર ચેત. ૩

તન ધન તે તારાં નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડ્યાં, ચેત ચેત નર ચેત. ૪

પ્રાણ જશે જ્યાં પિંડથી, પિંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ૫

રહ્યા ન રાણા રાજીયા, સુર નર મુની સમેત;
તું તો તરણા તુલ્ય છો, ચેત ચેત નર ચેત. ૬

ઉજળું તારાં ઉખડશે, જેમ ઉખડતી રેત;
પછી નર તન પામીશ કીયાં, ચેત ચેત નર ચેત. ૭

કાળા કેશ મટી ગયા, સર્વે બનીયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ૮

માટે મનમાં સમજીને, વિચારીને કર વેંત;
ક્યાંથી આવ્યો ક્યાં જવું, ચેત ચેત નર ચેત. ૯

શુભ શિખામણ સમજ તો, પ્રભુ-સાથે કર હેત;
બાકી અવિચળ બોજ છે, ચેત ચેત નર ચેત. ૧૦